ડીવ પત્રિકામાળા. મણકો ૩ જો

# ભારત-કીર્તન.

II
1922

27-5-1922



116

ગાંડીવ સાહિત્ય મન્દિર—સુરત.

ગાંડીવ પત્રિકામાળા — મણકો ૩ જો

# ભારત-કીર્તન.

## સ્વદેશભાવનાને પ્રેરનારાં કાવ્યોનો સંગ્રહ.

---

### ભારત હમારા દેશ હૈ.

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારને, હમ કુછ ન કુછ કર જાયેંગે. ૧–
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણ હમપર હૈ બહુત,
ઉસકે મિટાનેકે લિયે હમ કુછ ન કુછ કર જાયેંગે ૨–
ભારતકે દુઃખપ્રદ અવનતિપર, ક્યોં ન અશ્રુ બહાવેંગે,
ઉનકે હટાનેકે લીયે હમ, કુછ ન કુછ કર જાયેંગે. ૩–
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિકે માર્ગમેં, હમ કુછ ન કુછ કર જાયેંગે. ૪–

સ્વામી સત્યદેવ

---

સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ ૫૫૦૦ નકલ. કુલ નકલ ૮૨૫૦



---

પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મન્દિર

૧૮૦ કેળાંપીઠ—સુરત.

# ભારત પૂજા.

(ગિરધારીરે, વાત કહું તે વિચારો)

ભારત મારે !—

પ્રેમે પૂજન તુજ કરિયે

વળી સેવા તુજ આદરિયે—ભારત મારે.

આ સેવા તુજ પાવનકારીરે
સહુ સંકટને હરનારી રે
વળી ભક્તિ હૃદય ભરનારી રે—વ્હાલી ભારત મારે.

તારી સેવાનાં રૂપ ન્યારાં રે
સ્વદેશીમાં ને રેંટિયે સમાયાંરે
વળી દેશપ્રીતિમાં મનાયાંરે—ભારત મારે.

અમે આજ પ્રતિજ્ઞા કરીશું રે
બસ વસ્તુ સ્વદેશી વાપરીશું રે
એવી રીતે સેવા આદરીશું રે—પ્યારી ભારતમા-

---

# રેંટીયાનું ભજન.

રાગ.—( વ્હાલા વેગે આવોરે )

ગાંધીએ બતાવ્યો રે, સ્વરાજ્યનો પાયો રે,
ફરો મારો રેંટીયો હોજી.

---

એ રેંટીયે લાભ છે અપરમપાર ગાંધીએ૦

સાખી.

ભારત ભૂમિમાં નીપજે જયાં ત્યાં ખૂબ કપાસ
પીલીને રૂ કાઢતાં આવે પરમ ઉલ્લાસ
પછી એને પીંઝીરે, અરોબર વીંઝીરે,
સારી વિણું પૂણીઓ હોજી. ગાંધીએ૦

સાખી.

પૂણી લઇને હાથમા કાંતુ સૂતર નિત્ય
હાથે તારો કાઢતાં ગાઇ દેશના ગીત
પછી દેશની દાઝે રે, સ્વરાજયને માટે રે,
ફેરવું રે પ્રાળકા હોજી, ગાંધીએ૦

સાખી.

વિદેશી કાપડ વિષે જાય કરોડો દામ
એ સઘળાંય બચાવવા લહો રેંટીયો ધામ
હાથે વણો ખાદી રે, ભલી રીત સાદી રે
ઉંડી રૂડી નેમથી હોજી. ગાંધીએ૦

સાખી.

સુંદર સુતરને તાંતણે સ્વરાજય લેવા માટ
મહાત્મા શ્રી ગાંધીજીએ ઘડયો રૂપાળો ઘાટ
નમો નમો ગાંધીને સ્નેહ દોર બાંધીરે,
પૂરા પ્રેમથી હોજી. ગાંધીએ૦

---

# વીર હાક એકવીસી.

હાક પડી વીર નર જાગજોરે, બની બહાદુર આવાર
ધરી શસ્ત્ર અસહકાર, રણનાં રણશિંગાં વાગીઆં.
સાબરમતીથી સૈન્ય નિસર્યું રે, બન્યા ગાંધી સરદાર,
રેંટીઆ ઠામ ઠામ થાપીઆ, કાઢે સુર અસહકાર.—રણનાં.
ચક્ર સુદર્શન ફરી વછુટ્યું રે, ભલી ભારત મોઝાર,
દસે દિશ લાગી ડોલવા, કહે કરો અસહકાર.—રણનાં.
શૌકત મહમદ બે બંધવારે, ખરા મુસલીમ સરદાર,
ગાંધીજીના બન્યા ગોઠીઆ, ધર્યું શસ્ત્ર અસહકાર.—રણનાં.
ઉત્તરથી લાલા પધારીઆરે, કરી કીચલુનો સંગ,
નહેરૂએ અલહાબાદ ડોલાવીયું, કરી વકીલાત બંધ.—રણનાં.
બંગાલમાં દેશબંધુ જાગીયારે, કરી વૈભવનો ત્યાગ,
ગાંધીજીને કહેણ મોકલ્યું, છઉં દેશનો હું દાસ.—રણનાં.
મદ્રાસમાં યાકુબ હુસેન રે, જેને રાઘવની સહાય,
જેલમાં જઇ પાવન થયા, નહિં માગ્યો જેણે ન્યાય.—રણનાં.
દક્ષિણમાં કેળકર દોડતારે, જેની વાગે વીર હાક,
તિલક જતાં જે ડગ્યા નહિં. નહિં સરકારની ધાક.—રણનાં.
દિલ્હીમાં મશહુર હકીમજીરે, કર્યો નુસખો તૈયાર,
ગોળી બનાવી આપી દેશને, જેનું નામ અસહકાર.—રણનાં.

---

દેવી સરોજની મોખરે રે, જેનો કોયલનો કંઠ,
ભારતની નારીઓ જગાડતાં, જેણે રાખ્યો છે રંગ—રણુનાં.
મોહમયી જે મોહમારે, કીધો નિદ્રાનો ત્યાગ.
એક અવાજે આગળ થઇ, રાખી ભારતની લાજ—રણુનાં.
ભાઇ ભરૂચા રંગ રાખીયોરે, કરી ફેશનનો ત્યાગ.
પારસી પંચને જઇ મળ્યા, લીધો ગાંધીજીનો સાથ.—રણુનાં.
રામ લક્ષ્મણની જોડલીરે, ખરા પંચના પટેલ
ઘુમી રહ્યા છે ગુજરાતમાં, કરી મૂકી રેલ છેલ.—રણુનાં.
વામન ડોલાવે પંચમહાલનેરે, જુઓ શાણી સરકાર
વેઠને લાત મારી ઠેઠથી, કર્યો પૂર્ણ અસહકાર.—રણુનાં.
ખેડામાં ખેલતા અબ્બાસજીરે, બની બહાદુર જુવાન.
ઝિદવાની આવ્યા ગુજરાતમાં, દેતા રાષ્ટ્ર તણું જ્ઞાન.—રણુનાં.
કલ્યાણ, દયાળ બે જોડીઆરે, જેને એદરૂસની સાંભ.
ભારતમાં સુરત આગળ કર્યું, હવે થાશે જયકાર.—રણુનાં.
વરધામાં જમનાજી જાગીઆરે, જેને વેપારીનો સંગ.
રેંટીઓ પ્રેમથી વધાવીઓ, વિદેશી માલ કર્યો બંધ.—રણુનાં.
હક સાહેબ હકતો રહ્યારે, બન્યા સાચા ફકીર.
ગંગાના તટપર જઇ વસ્યા, ધન્ય આવા જે વીર.—રણુનાં.
આબાલ વૃદ્ધ સૌ દેશનારે, ખેલે રેંટીઆના ખેલ.
સુતરના તાંતણા તાણતાં, સૌ હોંસે જાય જેલ.—રણુનાં.

---

મારો નહિ મરતાં શીખોરે, આવો ગાંધીજીનો મંત્ર.
મંદિર ગણો તમો જેલને, તમે થાશો સ્વતંત્ર—રણુનાં.
દેશના બંધુ જાગજોરે, તજી આળસ તમામ.
આવો અવસર નહિ આવશે, રાખો ભારતનું નામ.—રણુનાં.

---

## ભારત સંતાનોનું રણગીત.

અમે તો ભારતનાં સંતાન.
અમારો દેશ અમારો પ્રાણ:—અમે
અમારો ધર્મ અમારો પ્રાણ:—અમે
સ્વતંત્રતા જ્યોતિ પ્રકટાવા ભગવો ભેખ ધરીશું
સ્વાર્થ અને તન મન ધન ભોગે સેવા શુભ કરીશું
ગજવશું હિન્દ તણાં જયગાન—અમે
ભારતમાં અમ આત્મયજ્ઞની ઝળહળ જ્યોતિ ઝળકશે
આખીયે આલમનાં પાપો નષ્ટ થાશે બળશે
ફરકશે હિન્દ તણાં નિશાન—અમે
અમારો દેશ અમારો પ્રાણ—અમે

---

# સૂતર કાંતોને

## સૂતરને તાંતણે સ્વરાજ.

(રાગ અલબેલી અંબે માત જોવાને જઇએ.)

સૌ બહેનો ધરીને ઉમંગ, સૂતર કાંતોને;
નિજ કરવા નિર્મળ અંગ, રેંટીઆ રાખોને.

સત્ય શિયળ સચવાશે જેથી, સુઝે ન દુર્ગુણ એકરે;
વિદેશી વસ્ત્રો ત્યાગ કરો તમે, સમજી રૂડો વિવેક—સૂતર.
ફેશન તણી હવાએ ફુલયાં, ન રહ્યું પોતાનું ભાનરે,
નિર્લજતાનો આંક રહ્યો નહિ. બન્યાં તે છેક નાદાન–સૂતર.
ઝીણાં વસ્ત્રોનો મોહ મટાડી, મનનો કરોને નિરોધરે,
હાથે સૂતર કાંતો પોતે, એવો ગાંધીજીનો બોધ–સૂતર.
માતાએ જ્યારે મનથી સમજી, કરશે મદદ અપારરે,
દેશ તણો તવ ઉદ્ધાર થાશે, વદે મહાત્મા વારંવાર–સૂતર.
શક્તિ રૂપે થઇ ચક્ર ફેરવો, સુદર્શન શુભ નામરે.
સૂતર તાંતણે સ્વરાજ મેળવશો, ઉરમાં ધરીને હામ–સૂતર.
ગૃહસ્થોના ઘરનું એ રમકડું, સાધન ગરીબનું થાયે,
લાભ સર્વને સરખો આપે, મર્યાદા સચવાય–સૂતર.
વિધવાઓએ અવશ્ય લેવું, રેંટીઆ વ્રત નિરધારરે,
ધર્મ આખરે તો સચવાશે, તરશે આ સંસાર–સૂતર.
ચુલા વિના ઘરમાં નવ ચાલે, ત્યમ રેંટીઆ વિષે ભણાયરે,
હમેશાં તમે સૂતર કાંતો, દુઃખ દારિદ્ર દૂર થાય–સૂતર.
શું મહિમા કહું રેંટીઆનો હું, કહેતાં ના આવે પારરે,
અનુભવી જન સુખ એતો જાણે, જેની કીર્તિ ત્રિભુવન ગાય–સૂતર

---

# હિંદનો ઉધ્ધારનાર.

ઉગ્યો સખિ! હિન્દનો ઉદ્ધારનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં
આવી સખિ! ભારતના ભાગ્યની સહવાર
કિરણુ કિરણુ પ્રગટે પ્રભાતનાં

સાખી

ભારત માની બાહુડાં કરતી દુઃખ પોકાર
અન્ન વસ્ત્ર વિણુ ટળવળે દુઃખ ભરિયો સંસાર.
જાગ્યો સખિ! દુઃખ પાપ દૂર કરનાર
દેશઘેલો ગાંધી ગુજરાતમાં.
પ્રેમ વડે દેહતણાં કરતો જે દાન
વિશ્વપ્રેમી સંત ગાંધી મા'ત્મા.

સાખી

રાજ દુઃખ કરી પીડતો; વળી એનો વેપાર,
દુઃખ દૂર કરવા સૂચવ્યો, ચરખો તારણહાર.
આવે સખિ! સૂતરને તાતણે સ્વરાજ
થાય દૂર દુઃખ સહુ જાતની
થાય હિન્દમાત વિશ્વની સરતાજ
કિરણ કંઈ પ્રકાશે એ પ્રભા તણાં

---

# સ્વરાજ સવારી

આવે છે રે આવે છે સ્વરાજ સવારી આવે છે;
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય૦
દૂર સ્વપ્ન થકી દૂર કહેવાતું થાઓ લાયક ત્યારે જોવાનું.
શું બાળક ચાંદો માંગે છે, સ્વરાજ્ય૦
વાડ પાડી રાજ્ય અર્ઝી કરવાં'તાં ઇલકાબ ખિતાબો ધરવા'તાં
કાઉન્સીલે પ્રારસ કરવાંતાં, સ્વરાજ્ય૦
પંજાબ ખિલાફતથી ચેત્યા, ગાંધીજી અસહકાર ચઢ્યા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે, સ્વરાજ્ય૦
નોકરશાહી હાથ પડ્યા હેઠા, કાંતાઓ વિધવિધ લઇ બેઠા.
પણ નહિ ચાલે જખ મારે છે, સ્વરાજ્ય૦
હરિ ! લાજ હવે તારે હાથે, મન મોટાં લીધાં તુજ શાખે.
બળ દે, કદી ના પાછા હઠીએ. સ્વરાજ્ય૦

---

# હમ ભારત કે સંતાન.

ભારતકી સંતાન
સભી હમ ભારતકી સંતાન
ભારત ગુણકી ખાન—સભી હમ.

---

હે નસનસમેં ભરા હમારી ભારત ગૌરવમાન
દેશ સમુન્નતિસેં ન હટેંગે ચાહે જાવે પ્રાણ—સભી.
મિલકર અબ હમ શિઘ્ર કરેંગે ભારતકી ઉત્થાન
વિશ્વભુવનમેં વિજય પતાકા લેંગે સાભિમાન—સભી.
ઐક્ય ભાવકા પાઠ પઢેંગે કર પ્રેમામત પાન
રાજનીતિ ઔર ધર્મતત્વકા પ્રાપ્ત કરેંગે જ્ઞાન—સભી.
પ્રેમ પૂર પૂરિત સરિતામેં નિત્ય કરેંગે સ્નાન
વિશ્વ વિભાકર જય સાધનમેં દેવેંગે વરદાન—સભી.
ભારત ગુણકી ખાન—સભી.

---

# મહાત્મા ગાંધીજીને ચરણે!

વિશ્વ વિમોહન મોહન! ત્હેં જગમાં બધે
સત્યાગ્રહથી અમર કર્યું નિજ નામ જો! ૧

કર્મયોગની સરસ સમાધિ સાધીને,
સ્વાર્થ ત્યાગના કીધા પ્રાણાયામ જો! ૨

કમર કસી નિજ બાંધી જન હિત કારણે,
ગાંધી! કીધાં અનેક ઉજ્વલ કામ જો! ૩

કાર્યશક્તિનું મહિમ્ન જગને શીખવી,
ભર નિદ્રાથી જગવ્યું હિન્દુસ્થાન જો! ૪

લાડકવાયા જાયા ભારત માતના,
ગવાય જગજનમુખ આજે તુજ નામ જો! ૫

---

સાદું જીવન ને મનન ઉંચું રાખી સદા,
    સ્વદેશ માટે સહ્યું અતિ અપમાન જો! ૬
પરોપકારાય સતાં વિભૂતય: તણું,
    પૂર્ણ કરાવ્યું અમને વીરા! ભાન જો! ૭
દુનિયાના બેલી! ઠેલી સઉ સંકટો
    નિજ કર્તવ્યે રાખી પૂરણ હામ જો! ૮
રાષ્ટ્રજીવનના પઢવ્યા મોંઘા પાઠને,
    હિન્દ તણું કીધું વિશ્વે સન્માન જો! ૯
બાંહ્ય ધરી તેં બાંધવ દીનજનો તણી,
    એકલશૂરે દીધું દયાનું દાન જો! ૧૦
મોહન! મોહ ન રાખ્યો તેં નિજ સ્વાર્થમાં,
    કૃષ્ણ તણા અવતાર! તુજનેય પ્રણામ જો! ૧૧
કર્મવીર! તુજ હીર સદા દીપાવજે,
    ગાય બધાએ ગુણિયલ તુજ ગુણગાન જો! ૧૨

---

## ભારત સંતાનોનું દેશગીત.

અમે હિન્દુ મુસલમાનો, ઇસાઇ પારસી જૈનો,
અમારી હિન્દ મૈયાને, અમે છીએ બિરાદર સૌ.
જણાતાં સ્થૂળથી જૂદાં છતાં સંતાન ભારતનાં
રમ્યાં ઝૂલ્યાં સદા ખોળે, દીપવશું દૂધ માડીનાં.

---

તજીશું ભેદ ને ભૂલશું, હશે ઘરમેળના ઝઘડા
અડાડીશું ખભા સાથે ખભો અમ દેશહિત કરવા.
લડયા બાઝયા હશું પૂર્વે, પિયાસી ખૂનના છોને,
હવે તે યાદ લાવેથી ભલું શું દેશનું હોયે?
અમારાં વેદ ને કુરાન અવસ્તા ને વળી ઇંજીલ,
પુરાણો વંદ્ય છે અમને, હવે ના દ્વેષ કો કરીએ.
અમારા દેહની માટી, અહા! આ હિંદ મૈયાથી.
બની અંતે ભળે તેમાં પછી જુદાઈ છે શાની
હતા આદિ અને અંતે થશું સૌ એક રૂપે હા!
ન જ્યાં જુદાઇનું મૂળે કહો ક્યાંથી તહિં શાખા?
કરીશું પાપની તોબા, વહાવી ઉષ્ણ આંસુડાં
હૃદય ચોકખા મહિં પ્રતિબિંબ ઝીલશું દેશભક્તિનાં.

---

## અમે તો ભરતભૂમિના બાળ.

અમે તો ભરતભૂમિના બાળ,
અમોને કેવળ એપર વ્હાલ;
નિરંતર કેવળ એપર વ્હાલ;

---

સ્વર્ગ સમી પરભૂમિ સુંદર ભલે રસમાં રમનાર,
અમ અંતરમાં એને તેજે પળભર નહિ ચમકાર;
અમે તો ભરતભૂમિના બાળ—
રંક ભલે રહી માત અમારી તદપિ તે અમ પ્રાણ,
હૈયા મેલ સલૂણા દેતી શીખવે ઉન્નત માન.
અમે તો ભરતભૂમિના બાળ—
અવર ભૂમિની ભુરકીમાં નહિ ભારત અમ ભૂલનાર,
પર માતાના લાડ લૂંટેરા તે શું દુઃખ દળનાર;
અમે તો ભરતભૂમિના બાળ—
અનેરાં મત કંઇ ઉજવીશું ઝગતા સુર ઝમકાર,
ઉષા સમ બસ ભારત હસાવી જગવીશું જયકાર;
અમે તો ભરતભૂમિના બાળ—

## માતૃભૂમિને ચરણે.

ઐ માતૃભૂમિ તેરે ચરણોંમેં શિર નમાઉં,
મૈં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક.
માથે પે તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જિહ્વા પે ગાન તૂ હો, મૈં તેરા નામ ગાઉં. ઐ૦

---

જિસસે સુપૂત ઉપજે, શ્રી રામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધુલિકા મૈં, નિજ શિશ પે ચઢાઉં. ઐ૦
માની સમુદ્ર જિસકી ધુલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં. ઐ૦
વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ,
ઔરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં. ઐ૦
સેવામેં તેરી સારે ભેદોંકો ભૂલ જાઉં.
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનૂં સુનાઉં. ઐ૦
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝપર બલિદાન મૈં ચઢાઉં. ઐ૦

સમાપ્ત

---

# રાષ્ટ્રીય કવિતાના પુસ્તકો

| | કિમ્મત | ટપાલખર્ચ |
|---|---|---|
| હૃદય મંથન | ૦—૮—૦ | ૦—૧—૦ |
| સ્વરાજ કીર્તન | ૦—૨—૦ | ૦—૦—૬ |
| રાષ્ટ્રીય ગરબાવલિ | ૦—૧—૬ | ૦—૦—૬ |
| રાષ્ટ્રગીત | ૦-૧૦-૦ | ૦—૨—૦ |

ગાંધી ગ્રંથમાળા મણકો ચોથો.

મહાત્મા ગાંધીજીનું રચેલું.

# નીતિધર્મ અથવા ધર્મનીતિ.

અને

# સર્વોદય.

મહાત્મા ગાંધીજીએ આ પુસ્તકમાં સમાવેલા બે રસીલા લેખો આફ્રિકામાં લખ્યા હતા. નીતિ કોને કહેવી, નીતિનો ફાયદો શું છે તથા જગતના મનુષ્યોએ કેવી રીતે આચરણ કરવું જેથી સર્વે સુખી થાય આ વિષયોનો વિચાર ગાંધીજીએ વિસ્તારપૂર્વક આ લેખોમાં કર્યો છે. તમારા યુવાન પુત્ર, ભાઈ કે બ્હેનના હાથમાં આ પુસ્તક મૂકવા ચૂકશો નહિ. ઘણીજ સાદી સરળ ભાષા. રસાલા વિચારો, ઉમદા લખાણ. ઈનામ તરીકે મેળાવડાઓમાં જ્ઞાતિઓમાં છૂટે હાથે વહેંચવા જેવું પુસ્તક.

**ગાંધીજીના હાલના લંગોટભેર ફોટા સાથે.**

**કિંમત માત્ર ચાર આના.**

પાંચ આનાની ટિકીટ બીડવી. પાકા પૂંઠા માટે સાડા સાત આનાની ટિકીટ બીડવા વિનંતિ છે.

**તમને આ ચોપડી વિના નહિ ચાલે**

માટે આજેજ લખોઃ—

**ગાંડીવ સાહિત્ય મન્દિર.**

ગાંડીવ સદન—સુરત.

ગુજરાતી ભાષામાં સરળ રીતે લખાતું મહિનામાં
બે વખત પ્રસિદ્ધ થતું

# વિશ્વ જ્યોતિ

આ પખવાડિક પત્રમાં શારીરિક, વ્યવહારિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિના ઉપાયો પાશ્ચાત્ય પ્રજામાં ચાલતી નવીન શોધો, તથા આપણા આર્યતત્વજ્ઞાનના વિષયો ચર્ચવામાં આવે છે. વિદ્યાર્થી અને લોકોપયોગી લેખ, ચાલુ વાર્તા વગેરે ઉપયોગી વિષયો તેમાં પ્રકટ થાય છે. એક વખત આ પત્રના ગ્રાહક થવા તમને આગ્રહપૂર્વક ભલામણ કરવામાં આવે છે. તમે તેના ગ્રાહક થશો તો તમને તમારી ઉન્નતિના ઘણા ઘણા ઉપાયો જાણવાનાં આવશે. વાર્ષિક લવાજમ માત્ર ત્રણ રૂ.

નમુનાનો અંક મફત.

વ્યવસ્થાપક વિશ્વ જ્યોતિ અડાજણ-સુરત.

---

ગાંધીજી કૃત ઇજીપ્તનો ઉદ્ધારક—એની સાથે બીજા ત્રણ લેખો છે. પાકું પૂઠું ૦-૭-૬ ની ટિકીટમાં પુસ્તક પાણીને મૂલે મળે છે.

ગાંડીવ સાહિત્ય મન્દિર-સુરત.

---

પ્રકાશક—ગાંડીવ સાહિત્ય મન્દિર વતી ઇશ્વરલાલ મૂળચંદ
વીમાવાળા ટેળાંપીઠ-સુરત.

મુદ્રક—મગનલાલ વનમાળીદાસ દેસાઈ મિત્ર પ્રેસ
ઠે. લીમડાચોક-સુરત.

# રાષ્ટ્રીય ગરબાવળિ

હરેક ઘરમાં
હરેક બાલાના હાથમાં } હોવીજ

હરેક ગૃહસ્થની
લાયબ્રેરીમાં } જોઇએ.

આજેજ બે આનાની ટીકીટ
બીડી મંગાવી લ્યો.

લખોઃ—

ગાંડીવ સાહિત્ય મન્દિર–સુરત.



## ગાંધીજીનો જેલનો અનુભવ.

નહિ વાંચ્યો તેનું ભણતર ધૂળ.

પત્થર ખોદતા કેદીના તથા બીજા ફોટાઓ વાળી નવી આવૃત્તિ તૈયાર થાય છે. સાત આનાની ટિકીટ બીડી મોકલો. આજેજ લખો.



**ગાંડીવ સાહિત્ય મન્દિર–સુરત.**

આ ટાઈટલ શ્રી 'અંબિકા વિજય' પ્રેસમાં છાપ્યું. બરાનપુરી ભાગળ–સુરત.